અથ

# ભારતીય અસ્પૃશ્યતા નિવારક પરિષદ મુંબાઈ.

(તા૦ ૨૩ અને ૨૪ મી માર્ચ ૧૯૧૮.)

# લાલજી શર્મ્માએ આપેલું ભાષણ.



છપાવી પ્રસીધ્ધ કર્ત્તા.

**લાલજી શર્મ્મા.**

ઠે. લીમડીચોક—ભરૂચ.



દેશી મિત્ર પ્રેસ, લીમડાચોક—સુરત.



**કીંમત ૧ આનો.**

[redacted] સુચના—આ પુસ્તકથી ઉત્પન્ન થયલાં નાણાં પુસ્તક છપાવવામાં અથવા તો કેળવણી ફંડમાં ખરચાશે.

જેનાથી ૧ આનાની કીંમત નહિ આપી શકાય તેને કર્ત્તા પાસેથી મફત મળશે અથવા અડધા આનાની પોષ્ટ ટીકીટ મોકલી આપવાથી મફત મોકલી આપશે.



સુરત લીમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં
રામલાલ વનમાળીદાસે છાપી.

## પરિષદ્‌ના પ્રમુખ,

ભારતના એક માત્ર આદર્શનરેશ શ્રીમન્ત ગાયકવાડ મહારાજા તથા અન્ય સજ્જનોઃ—

કોઇપણ જાતિના જીવનનો આધાર મારા ધારવા પ્રમાણે, તેની ધાર્મીક સંસ્થા હોય શકે, મને કહેવાને હરકત નથી કે હિન્દુ ધર્મ શાસ્રોનો જોઇએ તેવો અભ્યાસ નહિ રહેલો હોવાથી હમોને (હિન્દુઓના એક અંગની) આવી સ્થિતિમાં આવવાનો વખત મળ્યો. હમો હિન્દુ છીએ, જ્યાંસુધી હિન્દુ ધર્મ શાસ્રોનો માર્મીક અભ્યાસ ધર્મના સંસ્કૃત ગ્રંથનો નહિ કરીએ ત્યાંસુધી અધર લટકી રહીએ તેમાં નવાઇ શાની.

એવી એક મહતિ ખોટને વડોદરામાં શ્રીમન્ત સરકારે ગરોડા સંસ્કૃત પાઠશાળા ખોલી પુરી પાડી છે, આ અદ્વિતીય પ્રસંગોચિત કાર્ય સર્વને અપૂર્વ હર્ષ ઉપજાવનારૂ થશે. મને પણ સદર પાઠશાળાનો લાભ લેવાનો સોભાગ્ય મળી ચૂકયો છે, અને મારા બીજા વિદ્યાર્થી ભાઇઓ પોતાના ગરૂડા એટલે ગુરૂ પદવીની સાર્થકતા કરી બતાવશે તો અમારા ઉદ્ધારમાં એક મોટી સહાયતા થઈ પડશે.

લગભગ આઠેક વર્ષ ઉપર શ્રીમન્ત પૂજ્ય મહારાજા-શ્રીએ "સ્પર્શાસ્પર્શ" એ વિષય ઉપર નિબંધ લખવાની વિજ્ઞપ્તિ કરેલી અને તેના ઉપરથી લેખકનો નિબંધ પસંદ થયો અને તેને પુરસ્કાર આપવામાં આવ્યો હતો. ખેદ થાય છે કે તે ગ્રહસ્થે હમારી જાતિને એવીને એવીજ સ્થિતિમાં રાખવા ભલામણ કરી છે, એટલુંજ નહિ પણ હાલની સ્થિતિમાં અંત્યજો સંતુષ્ટ રહે છે, એટલું પણ લખી દીધું એ વાત કાંઇક અંશે અંત્યજોની પશુત્વ અવસ્થાને લીધે કદાચ ઠીક થઇ શકે, પરંતુ ઘણા પ્રસંગો કહી બતાવે છે કે અંત્યજો પોતાની હાલની સ્થિતિ માનવીય હક્ક નહિ મળવાની અવસ્થામાં જરાપણ સંતુષ્ટ નથી, નહિ તો *દિલ્લીમાં ૫૦૦ ચમાર ખ્રિસ્તી થવા ગયા હતાં એવો પ્રસંગ કેમ આવત ? જો કે આર્ય સમાજના પ્રયાસથી તેઓ પોતાનો ધર્મ જાળવી શકયા છે. પરધર્મમાં ગયલા ૮૦ ટકા અંત્યજો છે એ અતિશયોક્તિ નહિજ હોય, અને તે હમારી અસંતુષ્ટ તથા અડચણ ભરેલી અવસ્થાનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

વડોદરા રાજ્યમાં અંત્યજ કેળવણી ખાતામાં ઇન્સ્પેકટર અને સંસ્કૃત પાઠશાળાના અધ્યાપકો ઉત્તર હિન્દુસ્થાનાજ છે.

એટલે ગુજરાત વગેરે પ્રદેશમાં આ કાર્ય કરવાને, લોકો તૈયાર થતાં નથી. શાસ્ત્રની દ્રષ્ટિએ એમ લાગે છે કે કાંઇ પણ બદલો લીધા સિવાય પતિતોનો ઉદ્ધાર કરવો જોઇએ. પણ સારો પગાર આપવા છતાં એક પણ વ્યક્તિ આ કાર્ય માટે કમ્મર કશી તૈયાર થઇ નથી, એટલુંજ નહિં પણ—અધમ જાતિના લોકોની શાળાઓમાં ઉચ્ચ મનાતા લોકો કામ કરે તો તેને થોડું ઘણું પ્રમોશન નહિ પરંતુ એકદમ દોઢો પગાર આપવાને ઉદારતા ભરેલો નિયમ શ્રીમંત મહારાજા સાહેબે કરેલો છતાં અજ્ઞાનતાવશ આ યજ્ઞ માટે હોતાઓ મળી શકયા નહિ એ જરા ખેદકારક છે.

અંત્યજો માટે મારા ધારવા પ્રમાણે એવી વ્યવસ્થા થવી જોઇએ કે એમના માટે જૂદી નિશાળો ન રાખતાં ઉચ્ચ નિચ સર્વ સાથે એકજ નિશાળમાં ભણે જેથી પરસ્પર ભ્રાતૃભાવ વધે અને કેળવણી ખાતાનો ખરચ પણ કમી થાય વળી હરકોઇ નિશાળમાં અંત્યજ માસ્તરને જગ્યા આપવી.

બીજુ—એ લોકોને ઉચ્ચ વર્ણોના મહોલ્લામાં ઘર બાંધવા દેવા અથવા રહેવા માટે ભાડે આપવા તેમાં કોઇપણ પ્રકા-

રની હરકત કરવી નહિં. તેમજ બજારોમાં દુકાન માંડી કાંઇ પણ હરકત સિવાય છુટથી વહેપાર કરવા દેવો.

સરકારી કોઇપણ ખાતામાં કેળવાયલાં અંત્યજોને ઉચ વર્ણીના પેઠે નોકરી આપવી.

ચોથું એ કે–અંત્યજ અને ઢેડ એ બે શબ્દો એમના માટે તદ્દન નાશ કરવા. કારણ કે એ શબ્દો ઉચ વર્ણીઓને માઠી અસર કરનાર છે. અને અંત્યજોને અપમાન કરનાર છે. ઢેડ શબ્દ કોઇ શાસ્ત્રમાં નથી, પરંતુ દ્વેષિઓએ લગાવી દીધો છે. એ લોક રજપુતોમાંથી ઉતરી આવેલાં છે એમ એમની રીતિ નીતિ અને અંગ ઉપરથી ચોકશ દેખાય છે. માટે હવે પછી રજપુત નામથી ઓળખવા જોઇએ.

હવે હું અંત્યજ તથા ઉંચ વર્ણમાં જે ભેદ ચાલે છે તેનું થોડું વર્ણન કરીશઃ—

---

# ओ३म्.

# ईश्वर प्रार्थना.

**यदन्ति यच्च दूरके भयं विन्दति मामिह**
**पवमान वितज्जहि । ऋ० आ० ७. अ. २ व० १७ मं० २१**

હે પૂજનીય પરમેશ્વર ! આ સંસારની અંદર દૂર દેશમાંથી અથવા નજદીકના પ્રદેશમાંથી જે ભય હમને પ્રાપ્ત થાય છે તેનો આપ નાશ કરો.



દુનિઆમાં સુખી થવાના ઘણા રસ્તા છે, પરંતુ ઘણે દરજ્જે વિચાર કરીને જોઇશું તો જણાશે કે પોતાના ધર્મને જાણનાર, જાણીને પાળનાર, અને પછી ધાર્મીક જીવન ગાળનારને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડોજ છે. કારણકે ધર્મ આ સંસારરૂપી ભવશાગર તરવાની અમુલ્ય નૌકા છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "**धर्मएव हतो हन्ति धर्मो रक्षति रक्षत:**" માટે ધર્મથી કદીપણ અલગ થવું નહિ. ધર્મનો આ સંસારમાં અગાધ મહિમા પ્રસરી રહ્યો છે, ધર્મ એ શબ્દ સંસ્કૃત ભાષાનો છે અને એ ધૃ ધાતુ ઉપરથી બનેલો છે. ધર્મ એટલે ધારણ કરવા જેવી વસ્તુ અથવા જે આપણને ધારણ કરી શકે તે.

ધર્મનો આ સંસારમાં અગાધ મહિમા પ્રસરી રહ્યો છે, તેમાં હિન્દુસ્તાન આગળ પડતો દેશ છે. પ્રાચીન ઋષિ-મુનીઓ, સાર્વજનીક ધર્મના મહાન સ્થાપકો, ટુંકમાં જેને હિન્દુશાસ્ત્રમાં ઇશ્વરી અવતાર કહેવામાં આવે છે, એવા મહાન પુરૂષોની જન્મભૂમી તરીકે વખણાયલી આ ભારતભૂમી, આ પુજનીય ભરતખંડ પુરાતન જમાનાથી ધર્મજ્ઞાન ફેલાવનાર, દુનિયાની સુભાગ્યવંત માતા તરીકે ગણાતી આવેલી આ પવિત્ર ભારતભૂમી, દુનિયાના સર્વજનોથી પુજાતી આવેલી આ ભારતમાતા. હે દેવી ! એક વખતે તું સંપ, જંપ, ધર્મ અને વિદ્યા હુન્નરરૂપી સૂર્યથી પ્રકાશતી હતી, અને આજે અધર્મ, બાળલગ્ન, જ્ઞાતિભેદ, સ્પર્શાસ્પર્શ અને અવિદ્યારૂપી વાદળોથી અંધકાર કેમ બની ગઇ ? હે ભારત દેવી ! વિર રત્નોને જન્મ આપતાં તું કેમ આળસુ થઇ ? હે દેવી ! પુનઃ એક વખત રામ, કૃષ્ણ, બુદ્ધ, મનુ, અને ઋષિ દયાનંદ જેવા મહાન્ નરમહાત્માઓને જન્મ આપી ઉધ્ધાર કર.

આજકાલ ઉંચ ગણાતી જાતિઓ પોતાનું ઉંચપણું જાળવી રાખવા માટે ધર્મના બહાને અનેક પ્રકારની કલ્પીત રૂઢીઓ ફેલાવી માંહોમાંહે ભારે કુસંપ કર્યો છે, જો આપણે એ કલ્પીત રૂઢીઓ તરફ બારીક નજરે જોઇશું તો પોતાનું અજ્ઞાનપણું જણાયા વિના રહેશે નહિ. ગમે એટલો મહાન વિદ્વાન હશે તેને પણ આ જાતનું ભુત વળગેલું હોય છે. માણુસ તો તેજ કહેવાય કે જે ખરા ખોટાનો નિર્ણય કરી તે પ્રમાણે વર્તે. ચાર વેદ. છ શાસ્ત્ર ભણ્યો હોય, એમ. એ. કે બી. એ. થયા હોય પરંતુ જ્યાં સુધી અનુભવથી સત્યાસત્યનો નિર્ણય કરી તે પ્રમાણે ન વર્તે તો તે વિદ્યા મેળવેલી નકામીજ

કહેવાય, દાખલા તરીકે જોઇશું કે આપણા પુજનીય બ્રાહ્મણો નિશાળમાં પરીક્ષા આપે તે વેળા પરીક્ષક પુછે કે ગંગાજી ક્યાંથી નીકળી છે? ત્યારે કહેશે કે હિમાલયમાંથી. જો આ વખતે મહાદેવની જટામાંથી નીકળી એમ કહે તો નાપાસ થાય, માટે હિમાલયમાંથી નીકળી એમ સત્ય રીતે કહેવું પડે છે. જ્યારે સર્વ વિદ્યા સંપાદન કરી ઉપદેશ તરીકે અન્યને સમજાવવું હોય ત્યારે તો ગંગાજી મહાદેવની જટામાંથી નીકળી એમ કહે છે. એક વખતે મેં એક સનાતની ઉપદેશકને પુછ્યું, કે ગુણ કર્મથી બ્રાહ્મણ અને શૂદ્ર સરખા ગણાય કે? કહ્યું કે નહિ. મેં કહ્યું કે એ વિષે શાસ્ત્રો અનુમોદન આપે છે અને તમે કેમ ના કહો છો? પરંતુ મહારાજ તો એકના બે થયાજ નહિ. એક વખતે તે ઉપદેશ કે (ભાષણ કરતાં) જણાવ્યું કે ' રામ અને રૂસ્તમ ગુણ કર્મથી એક છે." બીજા ગમે તેમ માને પણ હું તો સરખા માનું છું. " આવો પક્ષપાતિ અને સ્વાર્થમય ઉપદેશ થતો બંધ નહિ થાય ત્યાં સુધી ધર્મનું ખરૂં તાત્પર્ય સમજાશે નહિ. હવે *વિદ્વાન અને ઉંચ ગણાતી જ્ઞાતિઓમાં કેટલીક ધર્મને નામે ચાલતી રૂઢીઓ તરફ વિચાર કરીશું.

---

# શું હિંદુ ધર્મમાં પવિત્ર થવાનું સાધન છે?

---

ઉંચ વર્ણના બે માણુસ હોય અને તેમાંથી એક માણુસ અંત્યજ વર્ગના માણસને અડકે ત્યારે તેની સાથેનો બીજો ઉંચ વર્ણી તેને અડકશે નહિ, કારણકે અભડાયલાંને અડકવાથી અભડાય છે. અભડાયલાંને અડકવાથી અભડાય એ તો નક્કી થયુ, પરંતુ પારસી, મુસલમાન, કે ખ્રિસ્તી, ઢેડને અડકી તમને અડકે તો તમે અભડાતાં નથી. એટલુંજ નહિ પણ ઢેડના હાથથી રાંધેલું ખાનાર પારસી અને યુરોપીઅનોથી અભડાતાં નથી, આ પણ અક્કલનો નમુનો! સ્વજાતિવાળા સાથે દ્વેષ, અને વિજાતિવાળા સાથે મિત્રતા. અંત્યજ લોક હિન્દુ ધર્મ પાળે, દેવદેવીઓની મૂર્તિઓને પૂજે, અભક્ષ ત્યાગે, અને હિંદુ ધર્મની સઘળી ક્રિયા કરે છતાં અંત્યજ શુદ્ધ થઇ શકતા નથી, કારણકે તેમને અડકવાથી ઉંચ વર્ણીઓ અભડાય છે. જ્યારે એ હિંદુ ધર્મ પાળનાર અંત્યજ ખ્રિસ્તી અથવા મુસલમાન બને તો શુધ્ધ (પવિત્ર) થાય છે, કારણકે તે પછી તેને અડકવાથી ઉંચ વર્ણીઓ અભડાતાં નથી. આ ઉપરથા ખુલ્લે ખુલ્લું દેખાય છે કે હિન્દુ ધર્મમાં પતિતોને પાવન કરવાનું સાધન નથી. જે ધર્મમાં પાવન થઇ શકાય નહિ તે ધર્મ નહિ પણ અધર્મ કહેવાય. વળી આથી અજ્ઞાનપણું બીજું કયું હશે? જ્યાં સુધી સ્વધર્મમાં હોય ત્યાં સુધી અપવિત્ર સમજી અલગ રાખવા અને પરધર્મમાં જાય એટલે પવિત્ર સમજી બધો વહેવાર કરવો, એ શું અજ્ઞાનતા નથી?

ઢેડ રહેતા સ્વધર્મમાં, હિન્દુઓ તેને તજે છે,
ઢેડ જતાં પરધર્મમાં હિન્દુઓ તેને અડે છે.
હિન્દુ હિન્દુ ધર્મનો બહિષ્કાર આમ કરે છે,
યુક્તિ નીતિ ન્યાયવૃત્તિ તેનો પરિત્યાગ કરે છે.

બંધુઓ ! જરા બુધ્ધિનો સદુપયોગ કરો, ધર્મશાસ્ત્ર તરફ દ્રષ્ટિ કરો. અસ્પર્શ જાતિઓથી જુદા પડી હિન્દુઓમાં ઘટાડો નહિ કરતાં તેમની સાથે વળગેલા રહી તેમની ભૂલો સુધારી તમારા જેવા બનાવવાનો પ્રયત્ન કરશો તોજ આ ભારતવર્ષનું ભલું થશે. આવી અંધ શ્રધ્ધાથી ' ભારતવર્ષ છેક પડતીમાં આવ્યો છે. અને હજુ તમો ઉંચ ગણાતી જાતિઓ તમારા શૂદ્ર બંધુઓનો હાથ પકડશો નહિ, તો આ ભારતવર્ષની બધી જાતિનો અંત નજીકમાં છે. માટે બંધુઓ ! હે આર્ય વીરો ! જાગૃત થાઓ, સ્વધર્મનું રક્ષણ કરો. તમારા અંત્યજ બંધુઓને સુધારી પરધર્મમાં જતા અટકાવો, તેમના સાથે સમાનતાથી રહો. અસ્પર્શ બંધુઓથી અતડા રહેશો તો તે પરધર્મમાં જશે તેથી હિન્દુ ધર્મમાં ટોટો પડશે. માટે તેમને બગલમાં ( સાથમાં ) લઇ તેમની ખામીઓ સાથે રહી દૂર કરવાની કોશીશ કરશો તો ભવિષ્યમાં પુનઃ ઉધ્ધાર થશે.

---

# "હિન્દુઓને પવિત્ર થવાના સાધન."

અત્યજથી અભડાયલો હિન્દુ મુસલમાનને અડકી પવિત્ર બને છે, જેમ ગંગાદિ નદીઓમાં ન્હાવાથી સનાતની ભાઇઓ પોતાને પવિત્ર થયા સમજે છે, તેમજ મુસલમાનને અડકવાથી પણ પવિત્ર થયા સમજે છે. ત્યારે એ પણ એક જાતનું પવિત્ર તિર્થ સનાતનીઓના હિસાબે ગણવામાં વાંધો શું? જે મુસલમાનોને થોડા વર્ષ ઉપર અડકવાથી અભડાતાં હતાં તેજ મુસલમાનોને અડકવાથી હાલ પવિત્ર થાય છે, આ પણ સનાતની નીતિનો નમુનોને?

અંત્યજથી અભડાયલી વસ્તુને પવિત્ર કરવા માટે પાણી વગેરે સાધનો મળતાં નથી ત્યારે તે વસ્તુ ઉપર થુંકીને પવિત્ર બનાવી લે છે. વાહરે બુધ્ધીના બારદાનો! જ્યારે થુંકને તમે પવિત્ર સમજો છો, અને તે થુંક તમારા મોઢામાં હમેશ રહે છે તો પછી તમે કેમ અભડાવ છો? સનાતની ધર્મજનો પાંસે પવિત્ર થવાના સાધનો તો સારાં છે!

## " અભક્ષ તથા જાતિઓ. "

હિન્દુઓનું કહેવું એમ છે કે અંસજ લોક મરેલાં ઢોરનું માંસ ખાય છે, માટે તેમને અડકવાથી આભડાઇએ છીએ. એ સિવાય બીજા પણ કારણો બતાવે છે પરંતુ એ સર્વ કારણો જે જાતિને તમે અડકવાથી અભડાતાં નથી તેનામાં પણ છે. એટલુંજ નહિ પણ એમાંના કેટલાંક કારણો વાણીઆ બ્રાહ્મણ જેવી જાતિઓમાં પણ દેખાય છે.

આપણે વિચાર કરશું તો જણાશે કે માંસ ખાનાર સર્વ મુડદાલ એટલે મરેલુંજ ખાય છે. તમારૂં ધારવું એમ હશે કે માણસને હાથે મરાયલું હલાલ અને કુદરતી રીતે મરેલું તે મુડદાલ. માછી લોક જાળ નાખી માછલાં પકડે છે તે જીવતાં ને જીવતાં નાવડામાં નાખે છે, ત્યાં તે બિચારાં તરવડી તરફડી મરણ પામે છે. તે શું મુડદાલ ન કહેવાય ? બે ત્રણ વર્ષના જુના દુર્ગંધથી ભરેલા માછલાં અંસજને અડકવાથી અભડાતી જાતિઓ પણ ખાય છે, જેવાકે ઘાંચી, દરજી, ગોલા, બોઇ, ખત્રી, હજામ, મોચી, ડબગર, ભીલ, વગેરે વગેરે.

અંસજથી પણ અતિ અભક્ષ કરનારી જાતિઓ છે પરંતુ તેને અડકવાથી દ્વિજો અભડાતાં નથી. આ પણ અક્કલનીજ ખુબી !

આ લોક જંગલી ગણાય છે, એટલે એમનામાં ધાર્મિક ક્રિયા

**ભીલ**

ઘણું કરીને નથી, એ લોક મરેલાં ઢોરનું માંસ ખાય છે. સુરત જીલ્લાના માંડવી તાલુકામાંના ભીલ લોક મરેલા ઢોરને ચીરી ખાવાના ઉપયોગમાં લે છે. ગૌમાંસ ખાય છે, વળી એટલુંજ નહિ પણ તે લોક ઘો અને

બીજા પ્રાણીનો ભક્ષ કરે છે. એવો અભક્ષ ઢેડ પણ કરતાં નથી. આવી જાતિઓથી ઉંચ વર્ણી અભડાતાં નથી એટલુંજ નહિ પણ તેના પાસે પાણી ભરાવે છે. પણ તેઓ કરતાં ચોખા અત્યંજોથી દૂર રહે છે.

**વાઘરી**

આ લોકનો મુખ્ય ધંધો ફાંદા નાખી પક્ષી પકડવાનો છે, અને દાતણ પણ વેચે છે, બીલાડાં અને બીજા જંગલી જાનવરોનું માંસ ખાય છે, અને ચમાર લોકને ત્યાંથી મરેલા ઢોરનું માંસ વેચાતું લાવીને ખાય છે. શરીરને તો ભાગ્યેજ જળદેવના દર્શન કરાવતાં હશે. ઘણે ભાગે આ હીંસક જાતિની રીતિ નીતિ અંત્યજોથી ઉતરતી છે.

**જોગી**

આ જાતિના માણસો જંત્રી વગાડી ભિક્ષાનુ કામ કરે છે અને કેટલાંક ઘંટી વેચી ગુજરાન ચલાવે છે. એ લોકનો ભક્ષ વાઘરી બરાબર છે અને વિશેષમાં સાપ જેવા ઝેરી પ્રાણીનો પણ ભક્ષ કરે છે. ઢેડને ત્યાંથી રાંધેલું અન્ન પણ માગી ખાય છે. આ જાતિને અડકવાથી પણ દ્વિજો અભડાતાં નથી.

**ડબગર**

આ લોક ઉંચ વર્ણના મહોલ્લામાં વશે છે પરંતુ એમનો ધંધો ખાલપા કરતાં ઘણા ભાગે ઉતરતો છે. ખાલપા કાચા ચામડાને પાકા ( શુદ્ધ ) બનાવે છે. અને આ લોક કાચા ને કાચા ઘણા મહીના સુધી કહોવડાવી ત્રાજવા અને કુળા બનાવે છે. એમના કુંડ ખાલપાના કુંડ કરતાં ઘણાં ગંધાય છે, પરંતુ કુંડનું કાર્ય ઘણે ભાગે રાતના કરે છે. આ લોક માંસ મદીરાનો ઉપયોગ કરે છે. ગોધરા વગેરે શહેરમાં ઉંચ

વર્ણીઓ, ડબગરને અડકવાથી અભડાય છે, ત્યારે ભરૂચ, વડોદરા અને સુરત વગેરે શહેરમાં ડબગરને અડકવાથી ઉંચ વર્ણીઓ અભડાતાં નથી. આ પણ નીતિ અને રીતિનો નમુનો.

**માંછી** આ લોક તળાવ નદી કે દરીઆમાં જાર નાખી માછલાં મારે છે એ તેમનો મુખ્ય ધંધો ગણાય છે. એક દિવસમાં લાખો જીવની હાણ કરે છે. એમના મહોલ્લામાં ગયા હોય તો પુરેપુરી દુર્ગંધ વ્યાપી રહી હોય છે. એમના વસ્ત્રો પણ તેવાજ § ગંધાય છે. માંસ મદીરા તો એમનો ખોરાકજ છે. આવી જાતિઓને ત્યાં બ્રાહ્મણો ક્રિયા કરવાં જતાં અભડાતાં કે વટલાતાં નથી. પણ અહિંસક ઢેડ જાતિને અડકવાથીજ અભડાય છે.

**[1]ઢેડ (વણકર)** આ લોકને ગુજરાતમાં ઢેડ તથા વણકર, કાઠીઆવાડમાં મેઘવાડ, ઉજ્જન તરફ બલાઇ, કોઇ સ્થળે પનકા અને દક્ષિણમાં મહાર કહે છે. આચાર વિચારમાં ભીલ, વાઘરી, ડબગર અને માછી વગેરે જાતિઓથી શ્રેષ્ટ છે. આ લોક ઉંચ વર્ણીઓના જુલમથી મરેલા ઢોર ખેંચે છે. તેમાં કેટલાંક માંસ ખાય છે અને કેટલાંક ખાતાં નથી. કેટલાંક તો માંસ મદીરાનો તદ્દન ઉપયોગજ કરતાં નથી. આ જાતિમાં પેટાભાગ ઘણા છે. તેમાં પરસ્પર ભાણા વહેવાર ચાલે છે, પણ કન્યા વહેવાર થતો નથી. આ લોકની સઘળી ધાર્મીક ક્રિયા

---

§ સુરત નાનપુરાના માંછીવાડમાં તપાસી જોવું.

૧ આ લોકનું ખરૂં નામ વણકર—અથવા માયાવંશી છે પરંતુ દ્વેષિઓએ ઢેડ નામ લગાડી દીધું છે.

દ્વિજોના જેવીજ છે. અને ચોહાણ, ગોહેલ, પરમાર, મકવાણા, સોલંકી, રણા વગેરે જૂદી જૂદી શાખાના છે. એ વિષેના દાખલાં તેમના ભાટ ચારણો અને બ્રાહ્મણોના ચોપડામાં મોજૂદ છે. લગ્ન વગેરે સંસ્કારો તેમના બ્રાહ્મણો ઉચ્ચ વર્ણોના પેઠેજ કરે છે. એ લોક રામાનંદ, પરનામી, સ્વામીનારાયણ, કબીર અને વેદ મતને માનનારા છે પરંતુ સનાતન મતને માનનારા વિશેષ છે. આ લોક મૂળ ક્ષત્રી જાતિમાંથી પતિત થયા હોય એમ દેખાય છે.

હાલમાં નામદાર બ્રીટીશ સરકારની શીતળ છાંયડી તળે વિદ્યા સંપાદન કરી ઘણા સુધરી ગયા છે ને સુધરતાં જાય છે. તેમાં કેટલાંક તો ઇન્સ્પેકટર, ફોજદાર, સુબેદાર, એલ. એમ. એન્ડ એસ. ડૉકટર, મુંજણીદાર, અને હેડ કલાર્કો અને શ્રીમંત વેપારી શેઠીઆઓ થયા છે. તેમાં કેટલાંક હિન્દુઓના તીરસ્કારથી ખ્રિસ્તી થઇ ગયા છે. (ખ્રિસ્તી થયા બાદ ઉચ્ચ વર્ણીઓ તેમના ત્યાં નોકર તરીકે છે.)

પ્રિય વાંચકો! આપ જરા વિચાર કરો કે ભીલ, વાઘરી, જોગી, માછી, વગેરે જાતિથી ઢેડાઓ આચારમાં કેટલાં ઉતરતાં છે કે તમે તેમને અડકતાં અભડાવ છો? પરમાત્માએ બુદ્ધિ આપી છે, માટે તેનો સદુપયોગ કરો, અને પોતાનો દુરાગ્રહ છોડો. રેલ્વે હોટલમાં બટલર તરીકે ઢેડાના હાથથી સોડા લેમન અને બ્રાંડીના પેગ ઉડાવો છો. મીલોમાં ઢેડાઓ સાથે આખો દિવસ કામ કરો છો, એક નળેથી પાણી પીઓ છો. આટલે સુધી તો સ્પર્શાસ્પર્શની સ્થિતિ આવી પહોંચી છે. છતાં તેમને દુર રાખી મુકવાં અને ઉંચ હાલતમાં ન આવે એવી રીતે જુલમ ચલાવવો એ વિચાર દ્રષ્ટિથી યોગ્ય છે શું?

# અંત્યજો ઉપર દ્વિજોનો મહાન જુલમ.

---

દ્વિજો પછાત પડેલી જાતિઓ ઉપર જે મહાન અનીતિ ભરેલે જુલમ ચલાવી રહ્યા છે, તેનું પુરેપુરૂં વર્ણન કરૂં તો એક મહાભારત જેટલું ભવ્ય પુસ્તક બંને માટે થોડુંક વર્ણન કરીશ. અંત્યજોથી સારાં લુગડાં અથવા ઘરેણા પહેરતાં નથી કારણ કે જો પહેરેતો દ્વિજો મારતાં મારતાં કઢાવે છે. અંત્યજની સ્ત્રીથી તાંબા પિત્તળના બેઢે પાણી ભરાય નહિ, અને જો ભરેતો ગામ લોક મારે અથવા દંડે (કાટેંતો જાણે તેમના ઘરમાંજ હોય) લગ્ન પ્રસંગે અંત્યજ સ્ત્રીથી સારાં ગીત પણ ગવાય નહીં. કહેકે નિચ થઇ સારા ગીત કેમ ગાવ છો. જો કોઇ અંત્યજ સારૂ ઘર બાંધે તોપણ તેમના ઉપર જુલમ ગુજારે છે. કહે છે કે "સાલો ફાટી ગયો એને હવે ઢેડ કોણ કહેશે!" અંતે તે ઘર ઉપર અગ્નિ મૂકવા પણ ચુકતાં નથી, ખેતી કરેતો ખેતી-ને પણ નુકશાન કરે છે, એ વિષેના કજીઆ ઘણા વખત કોર્ટ સુધી પહોંચેલા છે. કેટલાંક ગામમાં તો એવા મુર્ખાનંદ હોય છે કે એ બિચારાં પાસે જોર જુલમથી ખેતીનું કામ મફત કરાવે છે, અને કેટલાંક જુલમીઓ દરરોજનાં ત્રણ કે ચાર પૈસાના હીસાબે આપે છે, જો મજુરી કરવા ના જાયતો મારમારે અથવા તો ઘર અગર ખેતીને નુકશાન કરે છે, નહિ તો સંપ કરી માથે જુઠું તોમત નાખી કોર્ટે પહોંચાડે છે, ત્યાં પણ આ ગરીબ અંત્યજોની દાદ પુરેપુરી લેવાતી નથી, કારણકે અધીકારી વર્ગ પણ ઉંચ વર્ણી હોય એટલે પક્ષ રાખે છે, કહેવત છે કે "ગરીબને ગાળ ને મોટાને હાર."

અંત્યજોના નામ માટે પણ દ્વેષ જો "કારા માવજી કે લાલા કેશવ હશે તો તેના બદલે કારીઆ માવલા કે લાલીઆ કેશવા" આવી રીતે તુચ્છ નામથી કેળવાયલો વર્ગ પણ બોલાવે છે. નામ માટે પણ દ્વિજો ઇર્ષા રાખે છે, તો પછી ઇર્ષાના માટે ઢેડ નામ લગાવી દીધું હોય એ ખુલ્લું છે. ભરૂચમાં ધોબી લોક અસલથી અંત્યજોના લુગડાં ધોતાં આવ્યા છે. પરંતુ મહાજનોએ અંત્યજોના લુગડા ધોવાનું બંધ કરાવ્યું છે, પરંતુ સાહેબ લોકના રસોયા ઢેડાઓના બંધ કર્યા નથી, કોણ જાણે ગોરાબાવાની બીક લાગતી હશે?

ચાલુ સમયમાં નામદાર કૃપાળુ બ્રીટીશ સરકારની કૃપાથી અંત્યજો ઉપરનો કેટલોક જુલમ ઓછો થયો છે, પરંતુ સરકારી ખાતાઓમાં પણ ઉંચવર્ણી અમલદારો તરફથી તિરસ્કાર અને અગવડો ભોગવવા પડે છે. કેટલાંક અમલદારો એવા હોય છે કે સત્તાથી મફત મજુરી કરાવે છે, અને જુલમ ગુજારે છે.

નામદાર ઇંગ્રેજ સરકારનો કાયદો ઉંચ નીચ સર્વને એક સરખો લાગુ પડે છે. સરકારના કાયદે ઉંચ નીચપણું રાખ્યું નથી, પરંતુ જ્યાં પ્રજાનો અતિ વિરોધ હોય ત્યાં રાજાએ કે સરકારે કાઢેલો કાયદો વિશેષ શું કરી શકે?

આપણી ભાષામાં એક સાધારણ કહેવત થઇ પડી છે **"પોતાની આંખમાનું મુશળ દેખાતુ નથી અને બીજાની આંખમાં ઝીણું તણખલું દેખાય છે."** આ કહેવતના ખરાપણા બાબત આપણને ઘણે ઠેકાણે અનુભવ થાય છે. આનુ કારણ એવું છે કે જેનો દોષ હોય તેને તે દેખાતો નથી, અથવા કદાપિ દેખાય તો પણ બીજાને ન દેખાય તેમ કરે છે, વળી

કેટલાંક તો એવા હઠી હોય છે કે પોતનાં દોષો ખુલ્લે ખુલ્લાં દેખાતાં હોય તો પણ તે દોષ નહિ પણ ગુણ છે, એમ મોદા દુમાકથી કહે છે. લખવાનો હેતુ એટલોજ છે કે આપણા દેશના લોકો ત્રાન્સવાલ વગેરે દેશમાં ગયા છે, તેઓના ઉપર એક વખતે બોયર લોકોએ સખ્ત જુલમ ચલાવ્યો હતો. તેના માટે આપણા દેશવાશીઓ તેમના તરફ કરડી નજરે જોતાં હતાં. બોયર લોકે ઘણા પક્ષપાતિ અને જુલમી કાયદા ઘડયા હતાં, તે ખરી રીતે જોતાં અન્યાય અને દીલગીરી ભરેલા છે, તેના માટે આપણા દેશભક્ત કર્મવીર મહાત્મા ગાંધી અને મહાત્મા ગોખલે તથા બીજા સુશિક્ષિત પુરૂષોએ હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય શહેરોમાં સભાઓ કરી અન્યાયમાથી મુકત થવા માટે સરકારને અરજ કરી હતી. ગોરી અને કાળી ચામડીના તફાવત માટે તમે શું કરતાં નથી? ગોરા લોકોના બરાબર હક મેળવવા માટે તમે શું કરતાં નથી ? ગોરી અને કાળી બન્ને એકજ રાજાની પ્રજા છે, માટે બન્નેને સરખાં હક મળવા જોઇએ એવું કહેવામાં તમારી જીભ કયારે બંધ રાખી છે ? કારી ગોરીના તફાવત માટે આકાશથી પાતાળ એક કરવા જેટલી જે જે મહેનત ચલાવી છે, પરંતુ તેજ લોકોએ આગળ કહેવા પ્રમાણે પોતાના દેશી અને સ્વધર્મી અંત્યજ બંધુઓ ઉપર બોયર અને બીજાથી વધારે જુલમ ચલાવી રહ્યા છે, ( તમારામાં ચામડી અથવા ધર્મનો તફાવત નથી ) તોપણ તમારા મનમાં તેમના માટે કશુ આવતું નથી. જ્યારે તે લોકો તમારી આ સ્થિતિ જાણશે ત્યારે તમને તેજ જવાબ આપશે કે—“ **તમારી આંખમાનું મુશળ દેખાતું નથી અને સામાવાળાનું તણખલું જુઓ છો.** ”

અંત્યજ વર્ગના માણુસો ઉપર જાતિધર્મનો અભિમાન રાખનારાઓ જે જુલમ ચલાવી રહ્યા છે, તે આ દેશને એક કલંક રૂપ છે, "હોમરૂલ" વાળા કહે છે કે અમે સ્પર્શનો ભેદભાવ રાખશું નહીં પરંતુ ગામડાઓમાં જ્યાં હોમરૂલની સભા થાય છે ત્યાંતો અંત્યજોને ( અંત્યજ હોમરૂલ છતાં ) છેટે બેસાડે છે. દીલગીરીની વાત છે કે ન્યાય માંગનાર અન્યાય આપે છે.

આ બાબત ઉપર એક અલ્પ બુદ્ધિનો માણસ વિચાર કરી કહેશે કે અંત્યજો ઉપર થતો જુલમ એક મહાન જુલમ અને દેખીતો અન્યાય છે.

રે બંધુઓ! મનુષ્ય જાતિને નછાજે તેવું તમારૂ વર્તન છે. શું આના માટે તમે જગતકૃત્તા ઇશ્વરના ગુન્હેગાર નથી ? બેસક છો! ઇશ્વરે પૃથ્વી ઉપરના સઘળા હક મનુષ્ય માત્રને સરખી રીતે બક્ષેલાં છે. મનુષ્ય માત્ર ઇશ્વરથી ઉત્પન્ન થએલાં છે, માટે સર્વ એક બીજાના ભાઈ બેનો છો, સર્વ મનુષ્યો સરખી રીતે હકદાર છો, છતાં તેમના હક ડુબાવી તેમને અન્યાય આપો છો, તેને માટે ઇશ્વરના તમે જવાબદાર છો. બંધુઓ અત્યાર સુધી તમે તેમના ઉપર ભયંકર મારો ચલાવ્યો છે, તેને માટે અત્યંજો એ તમને એક પણ કટુ વચન કહ્યુ નથી, અને મુંગે મોઢે સહન કરે છે, તે માટે હવે તો તેની દયા ખાવ! અને તેમને સુધારવા લક્ષ આપો. ઓ ઉંચવર્ણીઓ! તમારો કૃત્રિમ જાતિ અભિમાન ત્યાગો, સર્વને સરખા અધિકારી ગણો. ખોટી રૂઢીઓ અને કુસંપ ત્યાગો. દેશની ડુબેલી નૌકાને તરવામાં બધાના હાથના હલ્લેશાં સ્વીકારો. તમારા હાથ પવિત્ર છે માટે તેજ હાથે તે તરશે એવું મીથ્યા અભિમાન છોડો.

આ સંસારમાં પ્રજા શરીર સમાન છે, બ્રાહ્મણ શીરરૂપ, ક્ષત્રી બાહુરૂપ. વૈસ્ય પેટરૂપ, અને શુદ્ર પગરૂપ છે, શુદ્ર અને અતિશુદ્ર એવા જમણા અને ડાબા પગને તમે હીન ધારીને કચડી નાખ્યાં છે, જેથી તમારૂંજ શરિર લંગડું થયું છે, જેથી દુનીયાની બીજી પ્રજાઓ સાથેની સરતમાં તમારે ખોડે પગે હરીફાઇ કરવી પડે છે, તેમાં તમે જ્યાં જાવ છો ત્યાં હારજ ખાવ છો. તમારા બાહઅંધને તમે રતબાતલ કરીને તમે તમારા ભારરૂપ કીધા અને માત્ર પેટ સંભાળ્યું સ્થુળ દ્રષ્ટિએ આ દશાનું કારણ કહીએ છીએ તે ઘણાથી કલ્પી શકાશે નહીં પરંતુ બારીક વિચાર કરતાં આપણા ધર્મ અને દેશની અધોગતિ ઉંચ નિચના ભેદથી થઇ છે.

---

# દ્વિજોની રૂઢીઓના થોડાક નમુના.

---

## " સ્વાર્થે દોષો ન પશ્યતિ "

દ્વિજો પરસ્પર પેટાજ્ઞાતિવાળાના ઘરનું પાણી પીતા વટલાય પરંતુ વિદેશી દવામાં અને સોડા લેમનમાં ગમે ત્યાંનું પાણી હોય તે પીવાથી વટલાતા નથી.

૨ ન્યાતમાં લુગડા પહેરી જમાય નહિ ન્યાત જમવા બેઠી હોય ત્યાં જોડા પહેરી અવાય નહિ પરંતુ હોટેલમાં લુગડા અને જોડા પહેરી જમવામાં વાંધો નહિં.

૩ ઢેડાઓ દ્વિજો જેવા આચાર વિચાર રાખે તોપણ અપવિત્ર ગણે છે પણ માસાહારી ખ્રિસ્તિ અથવા મુસલમાન બને ત્યારે પાવન સમજે છે. ( એટલે તે પછી અડકવાથી અભડાતા નથી. )

૪ ઢેડઅંગના સ્પર્શથી અભડાય પરંતુ વિષ્ટા ઉપર બેઠેલી માંખ મોઢાપર આવી બેસે તો અભડાતા નથી.

૫ મુસલમાનનાં પાત્રમાં પાણી પીતા વટલાય, પરંતુ તેમના પાત્રમાં સોડા લેમન પીતા વટલાતાં નથી.

---

૧ એક જાતના રોગ ઉપર ચમારના કુંડનું પાણી ઉપયોગમાં લે છે, તેના બદલામાં ચમાર લોક તેમના પાસેથી એક શ્રીફળ અને પાંચ પૈસા લે છે, તથા ઘીનો દીવો કરાવી ગંદા કુંડને પગે લગાડે છે. ત્યારે પાણી આપે છે.

૬ ચમારને અડકવાથી અભડાય પરંતુ ચમારના કુંડનું ગંદુ પાણી ઉપયોગમાં લેતા અભડાતા કે વટલાતાં નથી.

૭ પોતાના કુટુંબના મરણુની વાત સાંભળે ત્યારે પહેરેલાં બધા કપડા પાણીથી ધોવા પડે પરંતુ પાઘડી, ગરમ અથવા રેશમી કપડાનો વાંધો નહિં.

૮ ભોજનના ભાણાને શૂદ્ર અડે તો અભડાય પરંતુ ન્યાતવરા વખતે મિષ્ટાનના ઢગલામાં કુતરૂં બીલાડું મોઢું ઘાલેતો થોડુંક કાઢી ઉપયોગમાં લેવાય.

૯ દાળ, કઢી અને ચહાના પ્યાલામાં માખ પડે તો અસુદ્ધ થાય, પરંતુ ઘીના પ્યાલામાં પડેતો વાંધો નહીં.

૧૦ ઢેડના અંગસ્પર્શથી અભડાય પણ રેલવે હૉટેલમાં ઢેડના હાથથી વિલાયતી દારૂ અને સોડાલેમન પીતા અભડાતાં કે વટલાતાં નથી.

૧૧ વડોદરા કેમ્પમાં દારૂના પીઠામાં ઢેડ અને ઉંચવર્ણી એકજ ગ્લાસથી પીઠાની અંદર (અભડાવાનો કે વટલાવાનો ભેદ રાખ્યા સિવાય) દારૂ પીએ છે, પરંતુ પીઠા બહાર નિકળ્યા કે અડકવાથી અભડાય છે.



# શું વર્ણ ઇશ્વરે બનાવી છે ?

હિન્દુઓ કહે છે કે પરમેશ્વરે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ પ્રથમ ઉપજાવી એમ વેદમાં લખ્યું છે. એ વાત ખરી પણ લખવાની મતલબ એમ નહિ હોય, કેમકે પરમેશ્વરે સ્ત્રી તથા પુરૂષ એ બે જાતના મનુષ્યો જુદાં જુદાં બનાવ્યા છે, તો તેમના શરિરમાં પણ જુદાપણું જોવામાં આવે છે, જો ઉપર પ્રમાણે ચાર વર્ણ જુદી જુદી ઉપજાવી હોય તો તેઓના શરિરમા ભિન્નભાવ માલુમ પડવો જોઇએ તે કાંઇ જણાતો નથી ત્યારે જાણવુ જોઇએ કે ઇશ્વરે માણુસો માટે બ્રહ્મકર્મ. ક્ષત્રીકર્મ, વૈસ્યકર્મ અને શૂદ્રકર્મ એવાં ચાર પ્રકારના કર્મ ઉપજાવ્યાં છે, તેમાંથી જે જે કર્મનો જે જે મનુષ્ય અંગીકાર કરે તેને તેવું વિશેષણ તેના નામમાં આપવું, જેમ કે રૂપભવેદ રાજાના દીકરામાંથી જેટલાં બ્રહ્મકર્મને અનુસર્યાં તેટલાં બ્રાહ્મણ અને જેણે ક્ષત્રી કર્મનો અંગીકાર કીધો તેટલાં ક્ષત્રી થયા. તેમજ જેટલાં વૈશ્યકર્મ કરે તેટલાં વૈશ્ય અને જેટલાં શૂદ્ર કર્મ કરે તેટલાં શદ્ર કહેવાય એવી રીતે હિન્દુસ્તાનમાં નહિ પરતુ આખી દુનિયાના માણુસો માટે એ ચાર વર્ણ ઉપજાવી હોય એમ જણાય છે. જો પરમેશ્વરે ચાર જાતિ પેદા કરી હોય તો હિન્દુસ્તાન સિવાય બીજા દેશોમાં જે લોક વશે છે તે શું પરમેશ્વરે બનાવેલા નથી ? જગતકૃતા ઇશ્વરે વર્ણ ઉત્પન્ન કરી નથી માણુસ જન્મે છે ત્યારે તેના અંગ ઉપર વર્ણદર્શક ચિન્હ હોતું નથી. બ્રાહ્મણ, ક્ષત્રી, ઢેડ, ભંગી સોની, લુહાર, વગેરે ચડતી ઉતરતી જે વર્ણ આપણે કહીએ છીએ તે ગુણ કર્મ અને સ્વભાવથી પડેલી છે. કૃષ્ણચંદ્રજીએ પણ ગીતામાં કહ્યું છે કે:—

**चातुर्वर्ण्यं मया सृष्टं गुण कर्म्म विभागशः**

# " ગુણકર્મથી શૂદ્રના બ્રાહ્મણ થઈ શકે છે. "

---

શૂદ્ર તેને કહેવામાં આવે છે કે મંદ બુદ્ધિ હોવાના કારણે વિદ્યાધ્યયન કરી શકે નહિં. ચહાય તે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય કે શૂદ્રનો છોકરો હોય. શૂદ્રનો છોકરો બુદ્ધિમાન હોવાના કારણે વિદ્યાધ્યયન કરે તો જ્ઞાની બને તો તે પણ ઉત્તમ મનાતો હતો. પ્રાચીન કાળમાં શૂદ્રના બુદ્ધિમાન છોકરાંને આર્યલોક ભણાવતા હતા, અને પરમાત્માની કૃપાએ મહાન ઋષિ થઇ ગયા છે.

" ઐતરેય બ્રાહ્મણની દ્વિતીય પંચિકાના તૃતીય અધ્યાયના પ્રથમ ખંડમાં લખેલું છે કે:—

**" ऋषयो वै सरस्वत्यां सत्रमासत ते कवषमैलूषं सोमाद्‌-नयन् दास्यः पुत्रः कितवोऽब्राह्मणः कथं नोमध्ये दीक्षिष्टेति ............तेवा ऋषयोऽब्रुवन् विदुर्वा इमं देवाः "**

અર્થાત્ એક સમય ઋષિલોક સરસ્વતિના કીનારે યજ્ઞ કરતાં હતાં તે વખતે ઇલુષનો પુત્ર કવષ તેમના વચ્ચે આવી બેઠો એટલે ઋષિ બોલ્યા કે આ દાસીનો છોકરો કેવી રીતે અમારા વચ્ચે બેસી દીક્ષા કરી શકશે....... પુનઃ સર્વ ઋષિ બોલ્યાં કે એનેતો દેવલોક પણ માને છે. ઇત્યાદિ

ઋગ્વેદ મણ્ડલ ૧૦, અનુવાક ૩, સૂક્ત ૩૦, ૩૧, ૩૨, ૩૩ તથા ૩૪ ના ઋષિ અર્થાત સમાધિદ્વારા એ સુક્તોના મંત્રોના યથાર્થ પરમાત્મા દ્વારે જાણીને તેનો પ્રચારક કવષ ઐલૂસ થયો છે. જેનું નામ અતિ પ્રાચીનકાલથી ઉક્ત સૂક્તો ઉપર લખાયેલું ચાલ્યુ આવે છે.

એવી રીને ઋગ્વેદ મંડલ ૧ અનુવાક ૧૭ ના સૂક્ત ૧૧૬ થી ૧૨૬ સુધીના ઋષિ અર્થાત્ તેના અર્થનો પ્રથમ પ્રચારક (શૂદ્ર ઓશિકનો પુત્ર) કક્ષિવાન હતો તેનું નામ ઉક્ત સૂક્તોના ઉપર આર્ય લોક અતિ પ્રાચીન કાલથી લખતાં આવે છે.

છન્દોગ્યોપનિષદ્ પ્રપાઠક ૪ માં સ્પષ્ટ લખ્યું છે કે સત્યકામ જાબાલને તેની માએ કોઇથી ગર્ભધારણ કરી ઉત્પન્ન કીધો એટલે તેના કુલની ખબર તેની માને પણ હતી નહિ, તોપણ તેને મહર્ષિ ગૌતમે ભણાવ્યો ત્યાર બાદ તે એક મહર્ષિ થઇ ગયો.

સૂત્રગ્રંથોમાં પણ એવા પ્રમાણ છે, તેથી જ્ઞાન થાય છે કે શૂદ્રનો છોકરો જ્ઞાન ધારણ કરી ઉત્તમ કર્મ કરે તો બ્રાહ્મણ બલકે મહર્ષિ થાય છે. વળી આપસ્તમ્બ ધર્મસૂત્રમાં લખે છે કેઃ—

**धर्म्मचर्य्यया जघन्यो वर्ण : पूर्वं पूर्वं वर्णमापद्यते जाति परिवृत्तौ।**
**अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जाति परिवृत्तौ॥**

ધર્માચરણથી નિકૃષ્ટ વર્ણ પોતાથી ઉત્તમ વર્ણને પ્રપ્ત થાય અને તે, તે વર્ણમાં ગણાય એવી રીતે ધર્માચરણથી પૂર્વે અથવા ઉત્તમ વર્ણનો માણસ પોતાથી નિચા નિચા વર્ણને પ્રાપ્ત થાય છે.

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।**
**क्षत्रि याज्जातमेवं तु विद्या द्वैश्यात्तथैव च ॥**

**मनु. १०६५.**

તાત્પર્ય એ છે કે શૂદ્રના બ્રાહ્મણ અને બ્રાહ્મણના શૂદ્ર તેમજ ક્ષત્રિ અને વૈશ્ય ગુણ કર્મના સ્વભાવથી શૂદ્રતાને પ્રાપ્ત થાય છે. ધર્મ શાસ્ત્ર સુસ્પષ્ટ પોકારીને કહે છે કે જાતિ ઇશ્વરે નહિં પરંતુ ગુણ કર્મથી બની છે, પરંતુ અત્યારેતો તેથી ઉલટુંજ ધર્મદ્રોહિઓએ સ્વાર્થના લીધે સત્યાનાશ કરી નાખ્યું છે.

# "શું શૂદ્રાનું ભોજન બ્રાહ્મણને યોગ્ય છે

જે અસ્પર્શ જાતિને આજકાલ દ્વિજોએ દુબાવી રાખી છે તે પ્રાચીન ગ્રંથોમાં તેનું ચિન્હ પણ જણાતું નથી. આપસ્તમ્બ ધર્મ સૂત્રમાં લખ્યું છે કે:—

**" आर्य्याधिष्ठिता वा शूद्राः संस्कर्तारः स्युः ........"**

( દ્વિજોના ઘેર ) શૂદ્ર પણ ભોજન બનાવી શકે છે, પરંતુ જ્યારે તે ભોજન બનાવે ત્યારે તેનું નિરીક્ષણ દ્વિજ કરે. જો શૂદ્ર ભોજન બનાવે તો તે પ્રતિદિન માથાના વાળ, દાઢી, તથા નખ કપાવવા જોઇએ અને વસ્ત્ર સહિત સ્નાન કરવું જોઇએ. ( જો પ્રતિદિન હજામત ન કરાવે તો ) આઠમે દિવસે અથવા પ્રતિપદા અને પૂર્ણીમાએ કરાવે પશ્ચાત્ શૂદ્ર પાચક પોતાના સ્વામીની સેવામાં ઉપસ્થિત થાય અને કહે કે ભોજન તૈયાર થયું છે એવું સાંભળીને ગૃહપતિ કહે કે સુયક્ક ભોજનજ વૃધ્ધિનું કારણ છે. દ્વિજના નિરીક્ષણ વગર શૂદ્ર ભોજન તૈયાર કરે તેને ગૃહપતિ પુનઃ અગ્નિપર મુકી પાણી છાંટે તે ભોજન ( વિદ્વાનો ) દેવતાઓને ખાવા યોગ્ય છે. આપસ્તમ્બ પ્રશ્ન ૨. પટલ ૨. ખણ્ડ ૩.. સૂત્ર ૪, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ઉક્ત પ્રમાણોથી સિધ્ધ થાય છે કે દ્વિજના ઘેર શૂદ્ર ભોજન બનાવે તો તે ભોજન દ્વિજ માત્રના માટે ભક્ષ્ય છે. પુનઃ વૈશ્ય, ક્ષત્રિ અને બ્રાહ્મણ એક બીજાના ઘેર ભોજન ખાતા હતા, એજ સૂત્રો ગ્રંથોમાં લખ્યું છે કે ગૃહપતિના ઘરમાં જે ભોજન તૈયાર થાય તે ચારે વર્ણમાં જે અતિથિ થાય તેને ખાવા યોગ્ય.છે.

બંધુઓ ! જ્યારે શુદ્રના ઘરની ઉત્તમ રસોઈ ખાવા માટે ધર્મ શાસ્ત્ર આજ્ઞા કરે છે તો પછી અડકવાનો તો બાધ રહ્યોજ ક્યાં ? ધર્મ શાસ્ત્ર મનુષ્ય માત્રને સરખા હકદાર ગણે છે. આપણામાં જેટલાં મહાન પુરૂષો જેવા કે વસિષ્ટ, વિશ્વામિત્ર, યાજ્ઞવલ્કય, જનક, રામ, કૃષ્ણ, રામાનંદ, નાનક, ગુરૂગોવિન્દ, કબીર, નરસીંહમહેતો, મીરાંબાઈ તથા છેવટમાં તત્વજ્ઞાની મહર્ષિ દયાનંદ વગેરે મહાન્ પુરૂષોએ પણ સ્પર્શાસ્પર્શનો બાધ રાખ્યો નથી. રામચંદ્રજીએ સવરી નામની ભીલડીના એઠાં બોર ખાધા હતાં. મીરાંબાઈએ રોહીદાસ નામના ચમારને ગુરૂ તરીકે સ્વીકાર્યા હતાં, નરસીંહમહેતો ( નાગર બ્રાહ્મણ ) ઢેડના ઘેર કિર્ત્તન કરવા ગયો હતો, મહાન રૂષિમુનીઓએ પણ અડકવામાં અભડાટ માન્યો નથી, તેના અનેક પ્રમાણો શાસ્ત્રોમાં મોજુદ છે. બંધુઓ ! તમારા ધર્મ શાસ્ત્ર તરફ નજર કરો ઇશ્વરની આજ્ઞા વેદ વાણીનો સ્વીકાર કરો.

# "બ્રાહ્મણ શૂદ્ર થઇ શકે છે."

જેવી રીતે શૂદ્રના બ્રાહ્મણ બલ્કે મહર્ષિ થઇ ચુકયા છે, તેવી રીતે બ્રાહ્મણના શૂદ્ર થઇ શકે છે, મનુસ્મૃતિમાં લખ્યું છે કે:—

**योऽनधीत्यद्विजो वेद मन्यत्र कुरुते श्रमम्।**
**स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वय:॥**

જે દ્વિજ વેદાધ્યયન છોડીને વેદથી ભિન્ન ભણવામાં પરિશ્રમ કરે છે, તે જીવતાં છતાં પોતાના કુટુંબ સાથે શીઘ્ર શૂદ્રતાને પ્રાપ્ત થાય છે. વળી કહ્યું છે કે:—

**नतिष्ठतितुय: पूर्वांनो पास्तेयश्च पश्चिमाम्।**
**स शूद्रवद् बहिष्कार्य: सर्व समाद् द्विज कर्मण:**

**म. २–१०३**

જે પુરૂષ પ્રાતઃકાળે સંધ્યા કરવા બેસતો નથી અને જે સાંય સંધ્યાની ઉપાસના કરતો નથી તે સર્વ દ્વિજ કર્મોથી શૂદ્રના પેઠે ત્યાગવા યોગ્ય છે.

**शूद्रेण हि समस्ताव द्यावद्वेद न जायते ॥ मनु ॥**

જ્યાંસુધી બાળકનો વેદારંભ સંસ્કાર થાય નહિ, ત્યાં સુધી તેને શૂદ્ર જાણવો.

**गोरक्षकान्वाणिजि कांस्तथा कारु कुशीलवान्।**
**प्रैष्यान्वार्धुषिकांश्चैव विप्रान् शूद्र वदाचरेत्॥** अ. ८–१०२

ગોવાળીયા, વાણીયા, કારીગરો, લુહાર, સુતારાદિ, દાસાદિ, નટાદિ, તથા વ્યાજાદિવડે જીવીકા ચલાવનાર બ્રાહ્મણને શૂદ્ર પેઠે રાજાએ પ્રશ્ન કરવો.

બધુઓ ! હવે વિચાર કરોકે મનુ મહારાજે બતાવેલ બ્રાહ્મણને ત્યાગવા લાયક ધંધા હાલના બ્રાહ્મણો કરે છે, તો તે શૂદ્ર થયા કે નહિં ? વળી હોટલ તથા વીશીઓ કાઢી તેમાં શૂદ્ર જાતિનું દાસાતન કરે છે, એટલે તેના જુઠા પાત્રો વગેરે ધુએ છે, અને બીજાની પણ નોકરી કરે છે તો તે બ્રાહ્મણો કેમ શૂદ્ર ન કહેવાય ? વળી કેટલાંક બ્રાહ્મણોનું એવું કહેવું છે કે યોનીથી બ્રાહ્મણ કહેવાય. હું પ્રશ્ન પુછું છું કે મુસલમાનના રાજ્યમાં કેટલાક બ્રાહ્મણ મુસલમાન થયા છે. અને હાલ કેટલાંક બ્રાહ્મણ કુટુંબ સહિત ખ્રિસ્તિ થયા છે. તેને તમે બ્રાહ્મણ માનશો કે ? માનવાજ જોઇએ ! કારણકે તમેતો યોનીથી (જન્મથીજ) બ્રાહ્મણ માનો છો, માટે તે પણ પહેલા બ્રાહ્મણ યોનીથી ઉત્પન્ન થયલાં છે.

તમારી રૂઢી અને શાસ્ત્ર ઉપરથી ખુલ્લું દેખાય છે કે બ્રાહ્મણને ત્યાં જન્મેલો બ્રાહ્મણ નહિ પરતુ ગુણ કર્મ અને સ્વભાવથી બ્રાહ્મણ થઇ શકે છે.

---

દેશપરે દયા લાવોરે આર્ય ભ્રાતા દેશપરે દયા લાવો

ચાર વર્ણ જુકતે સારાં
ગુણ કર્મે પાડો ધારા
અનેક વર્ણના મૂળ બાળો બાળોરે—આર્ય
સ્પર્શાસ્પર્શનો બંધ
વેદ વિરૂદ્ધ રામજો અંધ
જાતિ ભેદની રૂઢીઓ ટાળો ટાળોરે—આર્ય
બાળ લગ્ન મૂળથી બાળી
કન્યા વિક્રય મુકો ટાળી
બ્રહ્મચર્યવૃત પાળો પાળોરે—આર્ય
શૂરા પુરા વિદ્વાન મુની
વિના ભારત પડી છે સુની
તે સુક્ષમ દ્રષ્ટિએ ભાળો ભાળોરે—આર્ય
આવો સર્વ ભેળા ભળીએ
વેદ વચન હૃદય ધરીએ
આદિ પિતા એક તે જાણો જાણોરે—આર્ય

લાલજી શર્મ્મા

## આ પુસ્તક છપાવવામાં સહાય કરનાર ગ્રહસ્થોના નામો.

મહંત્તશ્રી મોહનદાસજી અમદાવાદ, ગોવિન્દ બોરા નોસારી, હીરજીભાઇ મીઠાભાઇ પેન્ટર સુરત, વિશ્રામ દયાળજી સુરત, ગોવિન્દ મુલજી સુરત, હીરાલાલ ભગવાનદાસ ઉમરેકર લાલજી અમરસિંહ ઉત્રાણ, બેચરલાલ હીરાભાઇ ભરૂચ દેવજી કલ્યાણ ફીટર ભરૂચ, મસ્તર ફકીર હીરા ભરૂચી ધનજી ડાહ્યાભાઇ ભરૂચ, ધનજી નાગર ભરૂચ, માસ્તર ધનજી લક્ષ્મણ સોંસકીયા, ભાણા હીરાભાઇ ભરૂચ, બ્રા૦ કુબેર વાલજી ઉંભેર, બ્રા૦ રામજી છીબા તડકેશ્વર, બ્રા૦ ઉત્તમરામ છીબાભાઇ રાંદેર, બ્રા૦ મુલજી નથુભાઇ ધરા, છીનાભાઇ મીઠાભાઇ ભરૂચ, સાધુ બાળકદાસ ભરૂચ, પ્રભુ કાનજી.

---

## પુસ્તક મળવાના ઠેકાણા.

૧ લાલજી શર્મ્મા ઠે૦ લીમડાચોક—ભરૂચ.

૨ મહંત્ત શ્રી મોહનદાસ ગુરૂ આત્મારામ ઠે૦ ઘીકાંટા-અમદાવાદ.

૩ "સુધારક મિત્રમંડળ" ઠે૦ ડંકનરોડ પાથરી આની ચાલી—મુંબાઇ.

૪ હીરજીભાઇ મીઠાભાઇ પેન્ટર ઠે૦ કાજીપુરા—સુરત.